# નિવેદન

ગુજરાત યુનિવર્સિટીએ ત્રિવર્ષીય ડિગ્રી અભ્યાસક્રમમાં ભાષાશાસ્ત્રને લક્ષ્યમાં રાખી ગુજરાતી ભાષાનો ભાષા તરીકેનો અભ્યાસ સબળ બને એવા શુભ ઉદ્દેશે '**ગુજરાતી ભાષાનો વિકાસ અને અર્વાચીન ગુજરાતી ભાષાનું સ્વરૂપ**'ના અભ્યાસની યોજના કરી છે. આ વિષય શીખનાર અને શિખવનાર બંનેને ચોક્કસ એક જ પુસ્તકને અભાવે જે મુશ્કેલી છે તે ટાળવાનો આ વિષયના અધિકૃત વિદ્વાન પ્રો. કેશવરામ કા. શાસ્ત્રીએ આ ગ્રંથ દ્વારા પ્રયત્ન કર્યો છે. એમનો ઉદ્દેશ વધુ વ્યાપકતા-વાળો છે. અને એ જ પ્રધાન કારણ છે કે એમણે ભાષાકુળોના વિષયમાં, પ્રાકૃત ભાષાઓથી લઈ અપભ્રંશ સુધીના વિષયમાં, તેમજ અર્વાચીન ગુજરાતી ધ્વનિઓનાં વિષયમાં વિશદતાથી નિરૂપણ કર્યું છે. આવું ઉચ્ચ કોટિનું પ્રકાશન અમે એનો અભ્યાસ સાધનારાઓ માટે પ્રકાશિત કરીએ છીએ. જેટલું બી. એ.ના વિદ્યાર્થીઓને આ ઉપયોગી છે તેટલું જ એમ. એ.ના વિદ્યાર્થીઓને પણ ઉપયોગી નીવડશે એવી અમને શ્રદ્ધા છે. એના અધિકારીઓને આ કૃતિ અભ્યાસમાં સહાયક થઈ પડશે તો લેખક અને પ્રકાશક બંનેને એ સંતોષનો વિષય બનશે.

**પ્રકાશકો**

# પ્રેમાનંદકૃત માસ



## પ્રસ્તાવના

ભટ પ્રેમાનંદનું માસ કાવ્ય સંશોધન કરી વાચકવર્ગના હાથમાં મૂકતાં મને ઘણો આનંદ થાય છે. 'માસ'ના પરિમાણના અને કર્તૃત્વના પ્રશ્ને મને બહુ મૂઝવ્યો હતો. મેં તેર હાથપ્રત મેળવી હતી. એમાંની સાતમાં પ્રસ્તુત કાવ્ય બાર અષ્ટકમાં સમાપ્ત થતું હતું. બાકીની હાથપ્રતો પૈકી પાંચમાં તેર અને એકમાં ચૌદ અષ્ટક હતાં. બાર અષ્ટકવાળો ભાગ બધી એ હાથપ્રતોમાં લગભગ સમાન હતો. પરંતુ પહેલી સાત પ્રતો પૈકી ત્રણમાં કર્તા તરીકે ભક્ત બ્રહ્માનંદનો, બેમાં ભગત પ્રેમાનંદનો અને એકમાં ભક્ત શિવાનંદનો ઉલ્લેખ હતો. લોકપ્રિય પ્રેમાનંદની જાણીતી મુદ્રા જે પ્રેમાનંદ પ્રભુ કે ભટ પ્રેમાનંદ, તે આ સાત પ્રતો પૈકી એકેમાં હતી નહિ. મેં વધારા તરફ દૃષ્ટિ ફેરવી, તો બાકીની છ પ્રતોમાં ઉપરના ત્રણેનાં નામ તેરમા અષ્ટકના જુદા જુદા ત્રણ મુસદ્દામાં મળી આવ્યાં; અને ચોથો મુસદ્દો સદાનંદના નામનો જડયો. તેરમા અષ્ટકના આ મુસદ્દા પૂર્વેનાં બાર અષ્ટકથી એટલા બધા નિકૃષ્ટ હતા, કે આ ચાર પૈકી એકેને પહેલાં બાર અષ્ટકના કર્તાની કૃતિ તરીકે સ્વીકારવાને મારા મને ના પાડી. ફરીને મેં વધારે ચોકસાઈથી મુદ્રાઓ તપાસી જોઈ, તો હાથપ્રતોમાં નામોના તેમ જ મુદ્રાઓના ગોટાળા તરફ મારું ધ્યાન ખેંચાયું; અને એક પ્રતમાં તો ભ્રષ્ટ ભટ્ટ પ્રેમાનંદ સંજ્ઞા અને અસ્થાને ગોઠવાયલી પ્રેમાનંદ પ્રભુ મુદ્રા પણ હાથ લાગી. ગૂંચાયલા તારોના છેડા જડતાં તરત ઉકેલ સૂઝયો. પ્રેમાનંદ પ્રભુ અને ભટ પ્રેમાનંદ કડી ૯૫-૯૬ માં અને બ્રહ્માનંદ શિવાનંદ સદાનંદ તથા પ્રેમાનંદ[1] પદ ઉમેરાયલા તેરમા અષ્ટકને છેડે વ્યવસ્થાસર ગોઠવી દીધાં.

ભટ પ્રેમાનંદની કૃતિનો સમુદ્ધાર એ રીતે થયો. હવે તેરમું અષ્ટક ઉમેરનાર ચાર નંદોનો વિચાર કરવો રહ્યો. એમના જીવનકાળ ઉપર હાથપ્રતોના ઉતારાની પુષ્પિકાઓ પ્રકાશ પાડે છે. બ્રહ્માનંદ અપરપ્રેમાનંદ અને શિવાનંદની મુદ્રાવાળી જૂનામાં જૂની હાથપ્રત અનુક્રમે સં. ૧૭૫૮-૬૦, સં. ૧૭૬૦ અને સં. ૧૭૮૧ ની સાલની છે. અર્થાત્ એ ત્ર

૧ પરિશિષ્ટ ૪ માં આપેલા વધારાના કર્તાને ભટ પ્રેમાનંદથી જુદો ઓળખાવવા શિષ્યની અપરપ્રેમાનંદ સંજ્ઞા રાખી છે.

ભટ પ્રેમાનંદના સહજીવી ઠરે છે. બાકી રહેલા વધારાનો કર્તા જે સદાનંદ, તેની મુદ્રાવાળી હાથપ્રતમાં ઊતારાનું વર્ષ સં. ૧૮૩૮ છે. એ સમય બ્રહ્માનંદ મુદ્રાવાળી પ્રતની સં. ૧૮૭૬ ની સાલ સાથે સરખાવતાં સદાનંદ બ્રહ્માનંદની પેઠે જૂનો હોવો શક્ય છે, જોકે ઊતારો મોડો છે. અર્થાત્ સદાનંદ પણ પ્રેમાનંદનો સહજીવી હોય. ચારેનાં નામને ભક્ત કે દાસ વિશેષણ જોડાયલું છે, તે ગુરુભક્તિનું કે શિષ્યભાવનું દ્યોતક છે. ભટ પ્રેમાનંદનો પુત્ર વલ્લભ પ્રેમાનંદી મંડળનું નિરૂપણ કરતાં 'રનંદ ચતુરનાં નામ કહાવે' એમ જે લખે છે, તે આ ચાર નંદાંત નામના શિષ્યો કદાચ હોય. એ ટેલભટો ગુરુના માસ ગાઇ આજીવિકા મેળવતા હશે અને તેમણે તેરમા માસના અષ્ટકનો ઊમેરો પણ કર્યો હશે. તુલસીએ ધ્રુવાખ્યાન રચ્યૂં અને તેની કથા એનો પુત્ર વૈકુંઠ કરતો. હરિદાસે શામળશાહનો વિવાહ લખ્યો અને તેની કથા આધાર ભટ કરતો. તેને લીધે ધ્રુવાખ્યાન અને શામળશાહના વિવાહમાં કર્તાને બદલે કથાકારનાં નામ હાથપ્રતોમાં ગોઠવાયલાં છે. તેવી જ રીતે ભટ પ્રેમાનંદના માસમાં પણ બ્રહ્માનંદ આદિ ગાયકનાં નામ ગોઠવાયાં જણાય છે.

ભટ પ્રેમાનંદે આ ખંડકાવ્ય કયારે રચ્યૂં, તે ચોકસપણે કહેવૂં મુશ્કેલ છે. એની જૂનામાં જૂની હાથપ્રત સં. ૧૭૫૮-૬૦ ની છે અને તે વડનગરમાં એક જૈન સાધુએ ઊતારેલી છે. તે બતાવી આપે છે કે પ્રસ્તુત માસકાવ્ય ઉક્ત ઊતારાસાલ પહેલાં ગૂજરાતમાં બહુ સારી રીતે ખ્યાતિ પામી ચૂકયૂં હશે. વાર તિથિ અને માસ દેશીનો કક્કો ઘૂંટનારનાં દોપિસ્તાં છે. ભટ પ્રેમાનંદે સં. ૧૭૩૦ માં વણિક શિષ્ય દ્વારકાદાસને વનમાં પેસતાં એ કક્કો ઘૂંટાવ્યો હતો. એ ઊછરતા વૃદ્ધ કવિના કાચા અક્ષરનો નમૂનો એના 'સાત વાર'માં મોજૂદ છે [૩]. અક્ષર ઘાટમાં આવી મરોડદાર બને છે તે એના રચેલા 'માસ'માં. ભટ પ્રેમાનદે માસકાવ્ય રચેલૂં, તો એનાથી બહુ વ્હેલૂં. એનો શિષ્ય અપરપ્રેમાનંદ [૪] સં. ૧૭૩૬માં મહાભારત આરંભવાની હામ ભીડે છે અને આદિ પર્વ લખી કાઢે છે [૫]. એના હાથનો તેરમો માસ તો અલબત તેનાથી બહુ વ્હેલો લખેલો સંભવે છે; જેથી કરીને એના ગુરુનૂં માસકાવ્ય તો તેના તેરમા માસથી પણ વધારે જૂનૂં માનવૂં પડે છે. સં. ૧૭૨૦ ના સંધિમાં ભટ પ્રેમાનંદ એક જ દિવસમાં લક્ષ્મણાહરણ રચી કાઢે છે. એ પ્રતિજ્ઞાપૂર્તિના કાવ્યની રચનામાં દષ્ટિગોચર થતો વેગ ભટજીએ મેળવ્યો, તેના પૂર્વે દાણષોડશી અને માસદ્વાદશીનાં ખંડકાવ્યો રચાયાં સંભવે છે. છૂટક પદ માસ ને દાણલીલા પહેલી પચીસીના અંતિમ ભાગની કૃતિઓ હશે.

સાહિત્યના ક્ષેત્રમાં પગલાં માંડયાં તે પહેલાં ભટ પ્રેમાનંદે સારી તૈયારી કરી હતી. એણે રઘુવંશ આદિ કાવ્ય જોયાં હતાં. સં. ૧૭૨૫ ના પોસ વદ ૧૨ ને સોમવારે પૂરી થયેલી કામાવતી કથાની સમાપ્તિએ શિષ્ય વીરજી ગુરુશ્રીએ રઘુવંશનો અનુવાદ રચ્યાનો ઉલ્લેખ કરે છે [૬]. ભટજીના માસની કડી ૮૧ માં શરદકમલદલલોચન પદનો પ્રયોગ છે, તે સંસ્કૃતથી અજાણ કવિ કરે નહિ. કડી ૭૩ માં માસકવિઓએ જવલ્લે વાપરેલો હેમંત શબ્દ આવે છે, તે અમરકોષની ઋતુવ્યવસ્થાનૂં ભાન કરાવે છે [૭]. ભાષાજ્ઞાનની સાથે

૨ જુઓ પ્રા.કા.મા. ૯, હરિદાસ અને દ્વારકાદાસ કૃત કવિતા, કવિચરિત્ર, પૃ. ૨-૩. ૩ જુઓ પ્રા.કા.મા. ૯. ૪ જુઓ રત્નદાસ કૃત હરિશ્ચંદ્રાખ્યાનની પ્રસ્તાવના, પૃ. ૧૭-૧૮. ૫ બૃ.કા.દો. ૬ માં 'દ્રૌપદી સ્વયંવર 'એવા નામે એ પ્રસિદ્ધ થયૂં છે. ૬ જુઓ. પ્રા.કા.મા. ૮. ૭ જુઓ अ.को.૧૪૧૧૪-૨૦।

સાહિત્યની અષ્ટ નાયિકાના પરિચયની ઝાંખી પણ કડી ૫૬ માં થાય છે. ભટ પ્રેમાનંદના માસની નાયિકા પ્રોષિતપતિકા છે. કવિ છંદનો સવાદ જાળવવા એ પારિભાષિક શબ્દ બદલ પ્રોષિતા બોલ યોજે છે. खण्डितप्रणया બદલ સંસ્કૃતમાં खण्डिता પદ રૂઢ થયું છે; તે પ્રથાને અનુસરી ભટજીએ પ્રોષિતા એકશેષ યોજ્યો જણાય છે. કવિને માસની શૈલીનો આદર્શ કદાચ રઘુકારે પૂરો પાડ્યો હશે. પ્રેમાનંદનો મહાકવિ કાલિદાસ વિશે પક્ષપાત હતો, તે એણે કરેલા રઘુવંશના અનુવાદથી પ્રતીત થાય છે.

માસકાવ્યમાં કવિ માસે માસે અત્યંત ઉદ્દીપક વાતાવરણ સરજે છે; તેને લીધે વખતોવખત નાયિકાના મુખમાંથી જે કરુણ ઉદ્ગાર નીકળે છે, તે હૃદયને હલમલાવી મૂકે છે. એનું દિવાસ્વપ્ન (કડી ૧૪) અને એનું નિશાસ્વપ્ન તથા એની ભ્રમણા (કડી ૮૧–૮૬) કવિની ઉત્તરકાલીન પ્રતિષ્ઠાને પણ જેબ આપે એવાં છે. સમરસ સખીઓનો સંતાપ ( કડી ૧૮ ) શ્રોતાને અને વાચકને દુઃખમાં ડૂબાવી દે છે. સમાગમસમયની અને તેના પૂર્વની રાધાજીની મનોદશા સંક્ષેપમાં પરમ ઉલ્લાસમય ચિતરી છે (કડી ૯૨–૯૬).

આ સુંદર કાવ્યની કડી ૨૦ અને ૨૬ કંઇક ઉદ્વેગ ઉપજાવે છે. સ્વેદજળમાં અભિષેકજળના ઉપચારથી સુઘડ હૃદયને કંપારી વછૂટશે. 'મઈહિર મારૂં વેગળું, સાસરે સાસુનું સાલ' એ પંક્તિ ઉચ્ચ પાત્રના મુખમાં અજુગતી લાગશે. વળી ચોમાસામાં થનારાં ચંપેલી પોયણ જાઇ પુષ્પનો વૈશાખમાં, ત્યમવળી મોગરાનો માગશરમાં ઉલ્લેખ માસકારે કર્યો છે, તે સૃષ્ટિજ્ઞાનવિરુદ્ધ હોઇ શોચનીય છે. આ ક્ષુદ્ર સ્ખલનો નભાવી લેતાં ભટ પ્રેમાનંદનું માસકાવ્ય ભૂતકાળમાં સર્વભોગ્ય નીવડયું છે તેમ ભવિષ્યમાં પણ નીવડશે.

ભટ પ્રેમાનંદે સંભોગ શૃંગારને નાયક નાયિકાના સમાગમ પૂરતું સ્થાન આપી વિપ્રલંભ શૃંગારને યથેચ્છ પોષ્યો છે. બ્રહ્માનંદે દુષ્કાળમાં અધિક માસ ઉમેરી વિપ્રલંભ લંબાવ્યો છે. એ ઉમેરો તુચ્છકારી કાઢવા જેવો નથી. જે કંઇ ખામી જોવામાં આવે છે તે જડિયાના જડતરની છે. સાક્ષાત્ સમાગમને બદલે કલ્પનાકૃત સમાગમની યોજના ( કડી ૯૬ क ) એણે કરી છે ખરી, પણ તે રુચિકર નથી. સદાનંદે અને અપરપ્રેમાનંદે તેરમો માસ બેસતાં મેળાપ કરાવી દીધો છે, એટલે તેમને બ્રહ્માનંદની પેઠે છન્નુમી કડી બદલવી પડી નથી. શિવાનંદના વધારામાં પણ તેરમા માસને આરંભે જ કૃષ્ણ ભગવાન ઘેર પધારે છે; એટલે કરીને એને પણ ઉક્ત કડી બદલવી પડી નહિ હોય. સદાનંદ અને શિવાનંદ પોતે ઉમેરેલા અષ્ટકમાં ભોગવિલાસ વર્ણવે છે; અને અપરપ્રેમાનંદ રાસક્રીડાનો નિર્દેશ કરે છે. આ ત્રણ ઉમેરામાં કવિત્વ વધારે ને વધારે ઓછું થતું જાય છે. અપરપ્રેમાનંદની કૃતિ તો અશુધ્ધ છે, ત્રુટિત છે અને નીરસ છે.

હાથપ્રતોની પરંપરાગત વાચના વિશે એટલું જ કહેવું બસ છે કે એકે એક પ્રતના પાઠ ભ્રષ્ટ છે. પદ ઊડી ગયાં છે; પંક્તિઓ રહી ગઈ છે; સંવાદને અર્થને અને પ્રાસને હાનિ પ્હોચી છે; અને કર્તાનાં નામ પણ અવળસવળ ગોઠવાયાં છે. શિરોહીની હાથપ્રતમાં પ્રાંતિક બોલીનો પાસ બેઠો છે અને વડનગરની પ્રતમાં ભટ પ્રેમાનંદના સમય પૂર્વેના જૈન રાસાની બોલી એકાએક વાંચનારનું ધ્યાન ખેંચે છે. કંઠેથી પત્રે ચડનારા લોકપ્રિય કાવ્યની બહુધા એ જ દશા થાય છે. એના ઉતારનાર પુરુષો લહિયાના વર્ગના નહોતા. પ્રાકૃત મનુષ્યો જીભે ચડે અને હાથે ઉતરે તેવું લખે છે. પ્રેમાનંદના સમયમાં આ

વર્ગની કેળવણીનું ધોરણ ઊતરતું જતું હતું. આ કારણથી લહિયાના હાથે લખાયલી મૃત ભાષાના સાહિત્યની હાથપ્રતોના પડછે પ્રવર્તમાન ભાષાના સાહિત્યની હાથપ્રતો બહુ ખામી ભરેલી નીવડે એ સ્વાભાવિક છે. આવા સંજોગમાં ઊતારનાર કરતાં રચનાર તરફ લક્ષ વિશેષ દોરવું ઘટે છે. એ ધોરણે ભટ પ્રેમાનંદની આ કાવ્યની વાચના નિર્ધારવાનો બનતો પ્રયત્ન મેં કર્યો છે. પૂરેપૂરી વિશ્વાસપાત્ર હાથપ્રત મળ્યે મુકાબલો કરી જોવાનો અવસર આવે, એનાથી તો શું અધિક ઇષ્ટ હોય ?

ઉદ્ધારકાર્યમાં સહાયભૂત થનારી તેરે હાથપ્રતોની નોંધ છેલ્લા પરિશિષ્ટમાં આપી છે. એ જો મને મળી ન હોત, તો ભટ પ્રેમાનંદના માસ કાવ્યના સમુદ્ધારનું વિકટ કાર્ય હું હાથ ધરત નહિ. મને એ સાધન પૂરાં પાડ્યાં અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ, મુંબઇની ફાર્બસ સભાએ, વડોદરાના ભાઇ મંજુલાલ રણછોડલાલ મજમુદારે, મુંબઇના ભાઈ નટવરલાલ ઇચ્છારામ દેશાઇએ અને પાટણના ભાઈ ભોગીલાલ જયચંદ સંઘેસરાએ. એ સર્વેનો હું આભારી છું. વડનગરની જૈન હાથપ્રતની વાચના મુંબઇના મારા સ્નેહી ભાઈ મોહનલાલ દલીચંદ દેશાઇએ બુદ્ધિપ્રકાશ માસિકમાં છપાવી સર્વસુલભ કરી છે. તેમનું નામ પણ હું આ પ્રસંગે કેમ ભૂલું ?

કે. હ. ધ્રુ.

# પ્રેમાનંદકૃત માસ.

## ચૈત્ર

(દેશી)

પ્રણમૂં ગિરિજાનંદન, લાગૂં શારદા ચરણ,
ગાવા હરિ રસ ઊપનો; વીનતી ધરજો કર્ણ. ૧
'ચૈત્રે ચતુર્ભુજ નાવિયા!' રાધા કરે રે વિચાર.
'જે લાવે પિયુની વધામણી, આપૂં એકાવલ હાર. ૨
ચંદન ચીર ન ભાવે રે; સુહાવે નહિ સાથ.
દિવસ ગયો અતિ દોહલે; વેરણ આવે રે રાત ! ૩
આ પેલી ગોરજ દીસે; દીસે ધોલી રે ધેન.
મોહન વણ કોણ મોહની સુણાવે રે વેણ ? ૪
સાધે સંજોગે સહુ મલી દિન રજનીના ભોગ.
સહિયર કોને ન કહી શકૂં દોહલો નાથ વિજોગ. ૫
ચારુ ચંપેલીના ચોસરા, ચંપાકેરી રે માલ.
તાપે તન સંતાપે રે વ્યાપે મદનની ઝાલ. ૬
મેં નવ જાણ્યૂં, મોહનજી રેહેશે મથુરા માંહ.
ગમન કરંતાં ગોપાલની ઝાલી રાખત બાંહ. ૭

---

૧ પ્રણમૂં–નમસ્કાર કરૂં છૂં. ગિરિજાનંદન–ગણપતિ. ૩ સુહાવે (સં. सुख, પ્રા. सुह)–સુખ ઊપજાવે. સાથ–સમાગમ, સોબત. દોહલે (સં. दुःख. પ્રા. दुक्ख, दुह)–દુઃખે, કષ્ટથી. ૫ દોહલો–દુઃખદાયક. ૬ ચોસરા–ચાર સેરના (હાર). મદન–કામ.

(છંદ)

વલવલે વિરહિણી વિરહ વાધ્યે
મન્મથે મોહનાં બાણ સાંધ્યે.
પિયુ વિના એક ઘડી નવ સુહાયે.
જીવ જદુનાથ વિરહે રે જાયે. ૮

## વૈશાખ

( દેશી )

વૈશાખે વન મોરિયું, કાલી દાડમી, દ્રાક્ષ.
વાલમ વિહૂણી વિરહિણી મૂકે મુખ નિશ્વાસ. ૯
મોગરો, માલતી માતી રે, ઝુમે જાઈનાં વન.
પોયણ પરિમલ આવે રે; તેણે દાઝે રે તન. ૧૦
હજી પિયુ પાછા નવ વલ્યા; ન ટલ્યો મન ખેદ.
ઘોષમાં ગોઠી સુણી સુણી હઈડે પડિયા રે છેદ. ૧૧
સરખે સરખી સાહેલડી વલગી રે બે પાસ.
તાપે તન તરુણીતણું વાસે શીતલ વાસ. ૧૨
નીર વહે રે ખડોખલી, મલે ઊવટ બરાસ.
વાલાકેરે રે વીંજણે વીંઝે વાયુ સુવાસ. ૧૩
ફૂલડે સેજ સમારી રે ભાલી થયો રે સંતાપ,
' નાથ મને મેલી ગયા; કેમ રાખૂં રે આપ ?' ૧૪
જળ રે વિનાની માછલી ! હવે દિન કેમ જાય ?
અણજાણ્યૂં ઓસડ કરે તેણે પીડા રે થાય. ૧૫

( છંદ )

ઊપનો તાપ, નિશ્વાસ મૂકે.
કામિની કંઠની માલ સૂકે.
તરફડે ભૂમિમાં કૃષ્ણ પાખે.
ઊવટો હાર શણગાર નાંખે. ૧૬

## જેઠ

( દેશી )

' જેઠ માસે રે જીવણજી જાણ્યૂં આવશે ઘેર.
પૂરવ પુણ્ય વહી ગયૂં; કર્મે સાધ્યૂં રે વેર. ' ૧૭

---

૮ મન્મથ–કામદેવ. સુહાય–સુખ આપે. ૯ વિહૂણી (સં. विहीन )–વિનાની. ૧૦ પરિમલ–સુવાસ. ૧૧ ઘોષ–આહીરોનો વાસ, નેસડો. ગોઠી મથુરાના બનાવોની ૧૨ વાસે–લેઇ જઈને રાખે છે. ૧૩ ખડોખલી ( સં. उदककुण्ड )–ન્હાનું (સં. परिमल )–પ્રીમળે છે. ઊવટ ( સં. उद्वर्त्तन. પ્રા. उव्वट्टण )–ઊગટ, સુગંધીદાર ઊનાવટ, ૧૪ આપ (સં. आत्मन પ્રા. अप्प)–શરીર. ૧૬.

'સુકી ગયું તન હેલી રે ! બેલી ઊતરે બાંહ.'
ધરતીએ લેતાં જોતી રે અંગૂઠી એ માંહ્ય. ૧૮
ચંપક ભારે ચંપાતી રે. રાતી ઊજાગરે આંખ.
'આભૂષણ દૂષણ દહે; પાય પડૂં, સખી, રાખ,' ૧૯
કંચુકી ભીંજે કટાવની આંસુડાં કેરી ધાર;
કુચ-શંકર પર સ્વેદની કામ કરે રે પખાલ, ૨૦
જોબન-જલનિધિ ઊલટ્યો; કોટિ કામતરંગ.
કૃષ્ણજી વણ પલ કલ નહીં. ન ભાવે રાગરંગ. ૨૧
ઊંચી ચડૂં રે ઊંચેરડી; જોઊં વ્હાલથી વાટ.
હજી ય સંદેસો ન કહાવિયો. નિર્દય થયા નાથ. ૨૨
વેરણ કોયલ કાલી રે બેઠી આંબાની ડાલ.
પિયુ પાખે કોણ બાંધે રે પ્રેમ સરોવર પાલ ? ૨૩

(છંદ)

પલક શું પલક પલ એક લાગી.
શ્યામની સુરતિથી તુરત જાગી.
શોધતી સેજ શ્રીનાથ આશે.
બાંધિયાં તન મન પ્રેમપાશે. ૨૪

### અસાડ

(દેશી.)

'બેહેની ! હજી હરિ નાવ્યા રે,–આવ્યો માસ અસાડ.
સામલિયા મેલી ગયા લડાવી પેહેલાં લાડ. ૨૫
દોહલે દાહાડા નીગમૂં. ઊગ્યાં દુઃખનાં ઝાડ.
મઇહર માહારૂં વેગલૂં. સાસરે સાસુનૂં સાલ !' ૨૬
ઘોર ઘટા ઘન ગાજે રે. વાજે કામનાં બાણ.
મુસલધારે વરસીને ભરિયાં નદી નવાણ. ૨૭
મોર કરે રે ટહૂકડા, દાદુર બોલે રે જોર,
વીજલડી ચમકા કરે, લેહેકે તરુવર લોલ. ૨૮
'પિયુ પિયુ શબ્દ પોકારે રે બાપઇયો રે પાસ,
મેં જાણ્યૂં, આપે વધામણી, મોહન મળવાની આશ. ૨૯
કોયલ કંઠ સુણાવે રે આંબલિયાની ડાલ,
ત્યમ ત્યમ કામ કટારડી વાગે હઇયા મોઝાર.' ૩૦

---

૧૮ ઊતરે–સરી પડે છે. બાંહ (સં. वाहा હાથ)–ચડઊતર ચૂડીઓ. બેલી-(બાંહની ચૂડીની) જોડ. ૨૩, ૫૩ પ્રેમ સરોવર–પ્રેમના તરંગે લ્હેરાતૂં હૃદય રૂપી સરોવર. ૨૪ સુરતિ (સં. स्मृति)–સુરત, ઝંખના. ૨૮ દાદુર–દેડકા. જોર–જોરથી, જોર ભેર, ચમકા–ચમકારા. ૨૯ બાપઈઓ (પ્રા. बप्पीहो)–બપૈયો, ચાતક. આશ–આશામાં.

એકલ, અંધારી ઓરડી, અતિ અંધારી રાત.
કૃષ્ણ વિયોગે કામિની રોતાં થયૂં રે પ્રભાત. ૩૧

( છંદ )

આ રતે નાથ ના સાથ રહિ; એ
વિરહની ઝાલ તે કેમ સહિયે?
જલ ઝરે નેન ને દેહ કંપે.
રાધિકા મુખથકી 'કૃષ્ણ' જંપે. ૩૨

શ્રાવણ

( દેશી )

'શ્રાવણ કેરાં સરવડાં એ વરસે ઊજાઈ.
કૃષ્ણ વિના કેમ રહિયે રે? ઘડી વરસની થાઇ.' ૩૩
ગૌ રે પૂજે સાહેલડી જમુનાને તીર,
ચંપકવર્ણી ચોલી રે, પેહેરણ નવરંગ ચીર. ૩૪
ઊચી સરોવરની પાલે રે ડાલહીંદોલાની જોડ.
હીંચતી પિયુને હીંચાવતી છીતે નવનવી હોડ. ૩૫
કુંકુમ કાજલ સારી રે, સેંથે સીંચી સિદૂર,
નાથ સાથે નિત્યે રમે જોબન કેરે રે પૂર. ૩૬
જાવકરંગની ચર્ચના, રચના કેસર ઘોલ,
એહેકે બરાસની ભાવે રે ખાવે મુખ તંબોલ. ૩૭
'જે દીઠે સુખ થાતૂં રે, તે દેખી દુઃખ થાય;
પાપી પ્રાણ ન નીસરે, પેસી રેહે તન માંહ્ય.' ૩૮
ચંદ્ર વિના જેમ જામિની, રવિ વણ જેમ દિન,
કૃષ્ણ વિના તેમ કામિની દીસે દુર્બલ દીન. ૩૯

( છંદ )

કસમસે રાધિકા, કેશ છૂટે;
ઉરથકી ચોસરા હાર તૂટે.
ચીર ચારુ કશાં કૃષ્ણ પાખે?

## ભાદરવો

( દેશી )

'ભાદરવો ભર વરસે રે, ધંરસે સરવર પાજ.
એહેની ! એકલડાં બીહીજે રે, સૂઝે નવ એક કાજ.' ૪૧
ગાજી ગડગડી હેલીએ વરસે મેહ કરી નાદ.
રાધાજીનાં નેણું શું એહને લાગ્યો રે વાદ. ૪૨
'ક્ષણ રાતો; ક્ષણ કાલો રે; ક્ષણ નવતર રંગ,
વિરહિણીને સંતાપવા આવ્યો મેઘ—ભુજંગ. ૪૩
ઇંદ્રધનુષ ધન તાણે રે જાણી એકલી વામ.
કેમ કરી સહિયર ! સહૂં ? નાથ મારા ન ગામ. ૪૪
ચતુરા ચોપટ લાવી રે આવી રમવા કાજ;
મેં જાણ્યૂં રજની નીગમૂં, દીથી વધુ આવી વાજ ! ૪૫
પાંજરડે શુક સારિકા. "કૃષ્ણ" કરે રે ઉચ્ચાર,
પંખીડે પરમ સંતાપી રે, મરતીને દીધ માર. ૪૬
નાથ રીસાવ્યા એ, હે સખી, દીજે કર્મને દોષ.
કરકંકણને પટંતરે દર્પણ શાને હૂં જોશ ?" ૪૭

( છંદ )

ગ્રીષમે કમલિની કમલ નાંખે;
તરંફડે મીનકા નીર પાખે.
ચંદ્ર પાખે તપે જ્યમ ચકોરી,
કૃષ્ણ પાખે તપે ત્યમ કિશોરી. ૪૮

## આસો

( દેશી )

'આસો માસે અવધ ગઇ. હજી નાવ્યા રે નાથ.'
વલી રે વિમાસણ ઊપની, ઘસવા લાગી રે હાથ. ૪૯
ઘર ઘર દીપે દીવાલડી, તોરણ લલકે રે દ્વાર,
ભામિની સહુ સજે ભાવતા ભૂષણ શણગાર. ૫૦
કેસરબોલી ચોલી રે, ચોસર ચંપકહાર,
ચતુરા ચાલે ચમકતી, ઝાંઝરનો રે ઝમકાર. ૫૧

---

૪૧ ધરસે (સં. घृष्)–તોડી નાંખે છે ૪૪ વામ–વામા, સુંદરી, સ્ત્રી. ૪૫ ચતુરા–દક્ષ (સખી). દીથી વધુ–દિવસ કરતાં વિશેષ. ૪૭ કરકંકણને પટંતરે–હાથની પોંચીના દર્પણનો પટંતરો છતાં. પટંતરો–પ્રતિનિધિત્વ, પડછો. ૪૮ કમલિની કમલ–કમળની તળાવડીનાં કમળ. નાંખે–નષ્ટ થાય, વીલાય. મીનકા–માછલીઓ. ચકોરી–ચકોર પક્ષીની માદા.

૪૯ ઊપની (સં. उत्पन्न, પ્રા. उप्पण्ण)–ઊપજી. ૫૦ દીવાલડી (સં. **दीपाली**)–દીવાની હાર. ૫૧ ચોસર–ચાર સેરનો.

ઉરવર અતિ અણીઆલાં રે, કાલા લાંબા કેશ,
ફૂલ્યો મન્મથ-મોગરો, વ્હાલાને કરે પેશ. ૫૨
જોબન-આંબો મોરિયો પ્રેમ-સરોવર પાલ,
કૃષ્ણ પાખે સહુ સૂનું રે; કોણ મેલે રખવાલ? ૫૩
નવ રે દિવસ નવરાત્રના ગોરી ગરબો રે ગાય,
પિયુ વિનાની પ્રેમદા પલ પલ તન અવટાય. ૫૪
'જીવણ જાતાં ન જાણ્યૂં રે મન્મથ દમશે વિશેખ.
લખ્યા વિધાતાએ નવ ટલે નિલવટના રે લેખ,' ૫૫

( છંદ )

માસ ચારે રહ્યા મેહ વરસી.
રાધિકા ચાતકી કૃષ્ણતરસી.
ગદગદે કંઠ નિશ્વાસ છૂટે.
**પ્રોષિતા** કંચુકી બંધ તૂટે. ૫૬

કાર્ત્તિક.

(દેશી)

'કારતક આવ્યો, સાહેલડી! વેલડી ફૂલી વન.
જમુના જલ નિર્મલ થયૂં. રહિ શે રાધાનૂં મન?' ૫૭
મારગડા થયા મોકલા, પંથી કરે રે પ્રયાણ.
કૃષ્ણ વિના તરુણીતણા તનમાં તલપે રે પ્રાણ. ૫૮
શરદ સોહામણી જામિની ઊગ્યો પૂરણ ચંદ
વિરહિણી વિરહ વધારવા, દ્રોહી, દુઃખનો કંદ. ૫૯
પિયુ પાખે સંતાપે રે તાપે ભાગણી-મંદ,
અબળા ઉપર શૂરો રે અધુરપૂરો રે ચંદ. ૬૦
'ખાંપણ ખોશ હૂં તાહરૂં; મુખે ઉપમા દેશ;
આપીશ તુજને વધામણાં; ભામણાં તાહારાં લેશ. ૬૧
ચાંદલિયા! તૂં તાંહાં જજે, વસે જાંહાં મારા નાથ,
વેહેલો વલજે વિઠ્ઠલને તેડી તાહારી રે સાથ.' ૬૨
રાધાએ રજની નીગમી. ઊગ્યો રવિ રંગચોલ.
ઘેર ઘેર ઘોષ મહીતણા. બોલે સારસ બોલ. ૬૩

---

૫૨ ઉરવર-સુંદર ઉર. પેશ કરે-ભેટ ધરે. ૫૩ મેલે (જૂ. ગૂ.)-મેળવે, મેળવી આપે. ૫૪,૧૦૦ અવટાય-અડબડિયાં, લથડિયાં ખાય છે. ૫૬ પ્રોષિતા (સં. **प्रोषितपतिका** નો એકશેષ, **खण्डितप्रणया** નો એકશેષ **खण्डिता**)-જેનો સ્વામી પ્રવાસે ગયો હોય તે (સ્ત્રી). ૫૭ રહિ (જૂ. ગૂ.)-રહે, સ્વસ્થ રહે. ૫૯ દ્રોહી-દ્વેષી, સ્ત્રીઓના સૌંદર્યનો કરનારો. ૬૦ પાખે-વિના, ભાગણીમંદ-હીન ભાગ્યવાળી, મંદભાગણી. અધુર પૂરૂં કરનારો, દુઃખમાં કાંઈ બાકી હોય તે પૂરૂં કરનારો; સરખાવો થોડબોલો. દૂષણ: ખોશ-ટાળીશ. ઉપમા દેશ-હૂં વખાણ કરીશ, મહત્ત્વ વધારીશ. ૬૩ ? દેશની મજીઠના રંગનો, લાલચોળ. ઘોષ-શબ્દ.

( દેશી )

કૃષ્ણ-લીલા મહીયારી ગાયે,
મોરના સોર ચોમેર થાયે;
પૂરવે પ્રગટ રવિ અરુણ રાજે,
ઊઘડે દ્વાર ઘર, ઘંટ વાજે. ૬૪

**માગશર.**

( દેશી )

માગશરે રહી મારગે જોવા જગજીવન,
કમલમુખી તલસે ઘણૂં મલવા કમલલોચન. ૬૫
ફૂલ્યો ગુલાબ રંગાલો રે, વાલો, વેલી ને જાય.
કેતકી સોરમ સંતાપે રે; કાંપે હઇડલા માંય. ૬૬
ફૂલ્યાં કમલ કુસુમ બહુ; ભ્રમર કરે રે ગુંજાર.
શીતલ જલ જમુનાતણાં; હંસ રમે રે રસાલ. ૬૭
'આંહાં અમે સહિયર! રંગે રે રાસ રમતાં રાત,
કરતાં હાસવિલાસ ને જમતાં મોહન સાથ. ૬૮
શરદ નિશા તે સાંભરે. વિઠ્ઠલ કાં કરો વાર?
મદનતણા દંડ દોહલા કેમ સહે વ્રજનાર? ૬૯
સુખ સરસવ સમ વહી ગયૂં; દુઃખનો નવ પાર,
વિરહ સમુદ્રે બૂડતાં કૃષ્ણજી! કરો બ્હાર. ૭૦
માન માગૂં છૂં, વિઠ્ઠલા! ત્રીકમ! તોરડી દાસ.'
કંઠે સૂકે; ન બોલી શકે; મૂકે સુખ નિશ્વાસ. ૭૧

( છંદ )

'હરિ વિના એક ઘડી વરસ થાયે,
ચાંદની દેખીને જીવ જાયે;
દઢ થઈ ધૈર્ય હૂં કેમ રાખૂં?—
અધર પીયૂષ પિયુનૂં ન ચાખૂં.' ૭૨

**પોસ.**

( દેશી )

'પોસે **હેમંત** હકારિયો, કરિયો શીતનો સ્નેહ;
હાલ્યો હિમાચલ ગાલવા બાલવા વિરહિણી દેહ. ૭૩
નવાં નવાં દુઃખ નિત્ય ધરી નીગમ્યા નવ માસ,
દશમે દેવ દામોદરો, જાણ્યૂં, પૂરશે આશ. ૭૪

---

૬૫ કમલમુખી–કમળ જેવા મુખવાળી (રાધિકા). કમલલોચન–પુંડરીકાક્ષ, શ્રીકૃષ્ણ. ૬૮ આંહાં–અહીં. ૬૯ નિશા–રાત. મદન–કામદેવ. દંડ–કષ્ટ, પીડા. ૭૧ તોરડી–તારી. દાસ–દાસી. ૭૨ પીયૂષ–અમ્રત. ૭૩ હેમંત–માગશર પોસની ઋતુ. હિમાચલ–હિમાળુ વાયુમાં હિમાચળનો ઉપચાર છે.

ચીર પટોલી ને ચૂંદડી, ચિકન દોરીની ભાત.
કૃષ્ણ વિના ન સુહાવે રે, જેની ઊપજે ખાંત. ૭૫
ભવન ભયાનક ભાસે રે, દીઠો દીપ ન સુહાય,
ફૂલે ફૂટે રે આંખડી સેજડીએ ન સુવાય. ૭૬
હઇડે હઇડૂં ધરી હેત શૂં, જાણ્યૂં, ભીડીશ બાથ.
મનના મનોરથ મન શમ્યા, નવ આવ્યા નાથ. ૭૭
સેજે શીયાળામાં સૂતી રે નાથ વણ જે નાર
એકલડી મંદભાગણી, ધિક તેનો સંસાર! ૭૮
એક ઘડી, અરધી ઘડી, પલ પલ જોઉં છૂં વાટ;
એ આવ્યા, અવ આવશે.'–ઢાળ્યો ચંદનપાટ. ૭૯

(દેશી)

જેરજંજીરના બંધ તૂટે,
મનમથ મત્ત માતંગ છૂટે;
તરુણીના તનતણો ત્રાસ ટાલે,
હરિ વિના, અંકુશે કોણ વાલે? ૮૦

**માહ**

(દેશી)

'માઘે મનોરથ—આંબલો મોર્યો માહારે મન;
શરદકમલદલલોચન મલવા જગજીવન. ૮૧
દિવસ દોહલા નવ દીસે, હીસે હઇડલૂં હેત.
પ્રીછૂં, થાશે પાધરૂં, મળશે સહી સંકેત. ૮૨
દોહલો દિન રે ઘટી ગયો; વાધી પૂરણ રાત.
આજે સેહેજે નયન મલ્યાં, સોણૂં શમ્યૂં રે પ્રભાત. ૮૩
જાણ્યૂં ગોવિંદ ઘેર આવિયા, ઝાલી મોરી રે બાંહ્ય;
લાજી નેણે નિહાલતાં, હરખી હઈડલા માંહ્ય. ૮૪
ઘણા રે દિવસની વિજોગણી વાહાલા શૂં ભેટી એમ,
કલ્પતરુવરને વીંટી રહે વેલડી જેમ. ૮૫
સેજડીએ સહી સામટો મલ્યો ભોગવિલાસ,
જાગીને જોવા લાગી રે ચુંબન દેવાની આશ. ૮૬

---

૭૫ ચિકન (ફા. चिकिन)–રેશમી કપડા ઉપરનૂં ભરતકામ,ભરત. ખાંત (સં. कान्ति) કોડ, તીવ્ર ઇચ્છા. ૭૬ ન સુહાય–ગમતો નથી. ૭૯ ચંદનપાટ–અઢિંગીને બેસવાનો સૂખડનો પાટલો. ૮૦ જેરજંજીર (ફા. जेर+जंजीर. સરખાવો જેરકડી)–કબજે રાખવાને હાથીના પગમાં નાંખવામાં આવતી સાંકળ. ૮૧ શરદકમલદલલોચન–જેનાં નેત્ર શરદ ઋતુના પાંખડી જેવાં છે એવા. ૮૨ હીસે (સં. हृप् હરખવૂં)–પ્રફુલ્લિત થાય છે. હેત–હેતે ઊર્મિએ. પ્રીછૂં–પીછાનૂં છૂં, સમજૂં છૂં. સહી (આ. सहीह ખરૂં)–ખરે, નક્કી. પ્રમાણે,શુકન અનુસાર. ૮૩ સોણૂં (સં.स्वप्न,પ્રા.सुण्ह;જુઓ દે. ના. મા,૮,૨૬,

"કાંહાં હરિ ? કાંહા હરિ ?" કરતી રે ફરતી મંદિર માંહિ,
"આ મનમોહન" કેહેતી રે ગ્રેહેતી પોતાની છાંહિ. ' ૮૭

( છંદ )

સ્વપ્નના સુખ થકી શોક વાધ્યો,
ઊલટયો દધિ રહે કેમ બાંધ્યો ?
તરુણી કેરે તને તાપ છૂટે,
કૃષ્ણ વણ કાળ તે કેમ ખૂટે ? ૮૮

ફાગણ.

(દેશી)

ફાગણ માસે ફૂલી રહ્યાં કેસુડાં રાતાંચોળ,
સહિયર રંગે રાતી રે, રાતાં મુખ તંબોળ, ૮૯

રાતો ગુલાલ રંગાલો રે, રાતા રાતા રે પાટ,
પિયુ મારે પિચકારડી, રાતી કેસર છાંટ. ૯૦

વાજે ઝાંઝ પખાજ ને સાહેલી રમે ફાગ,
તાલી દેઇ તારુણી ગાય નવલા રે રાગ. ૯૧

'આજ મંગલ મન માહરે, ફરકે ડાબૂં રે અંગ,
પ્રાણજીવન પધારશે; રજની કરશૂં રે રંગ. ૯૨

લાવ ને ભૂષણ, ભામિની; કામિની, કેશ સમાર;
મૃગમદ-સોંધો સાજ ને ચોસર ચંપકહાર.' ૯૩

નયણે કાજલ સારી રે સાધે મોહનાં બાણ,
ભ્રગુટી ધનુષ કસી કરે તાણે કર્ણપ્રમાણ. ૯૪

હીસ્યા તાંહાં હય હરિતણાં, પ્રગટ્યો પૂરવ સ્નેહ,
પ્રેમાનંદ પ્રભુ મલ્યા, વરસ્યા મોતીડે મેહ. ૯૫

(છંદ)

રથ ચડી કૃષ્ણ પ્રીતે પધારે,
રાધિકા તનતણા તાપ ટાલે.
સામલો સ્નેહ શૂં બાંહ સાહાયે,
ભટ પ્રેમાનંદ એમ માસ ગાયે. ૯૬

---

૮૭ છાંહિ-પડછાયો, ઓળો. ૯૦ પાટ-પોત, વસ્ત્ર. ૯૨ મંગલ-કલ્યાણ.૯૩ મૃગમદ-કસ્તૂરી. સોંધો (સં. सौगन्धिक )-ઊગટ. સાજ-સજાવ. ૯૪ કસી-ખેંચીને, કાજળની રેખાથી લંબાવીને. કર્ણપ્રમાણ-કાનની હદ સૂધી, કર્ણ પર્યંત. ૯૫ હીસ્યા ( સં. हेष् )-હણહણ્યા. ૯૬ બાંહ સાહાયે-બે હાથથી આલિંગન દે છે, બાથ ભીડે છે.

## પરિશિષ્ટ ૧

### ફેરફાર અને વધારો

### બ્રહ્માનંદકૃત.

(છંદ)

પ્રભુતણા સ્મરણથી હરખ બાઝયો.
તરુણીનો વિરહ સંતાપ ભાજ્યો.
દેવનાં દર્શને દુઃખ વામ્યાં.
રાધિકા હૃદય ઉલ્લાસ પામ્યાં. ૯૬ ક

(દોહા)

'બારે માસ કાઢયા દોહલે, તેરમો નવ જાય.
વિધાતા રે વેરી થયો; શો કીજે ઉપાય ? ૯૭ ક
દિવસ દોહલા બેહેનડી ! ત્રીસ. એકે ન ઊન.
પાપીએ પરમ સંતાપી રે ! દાધા ઉપર લુણ ! ૯૮ ક
મેં જાણ્યું, વર્ષ વહી ગયું, વિઠ્ઠલ આવશે વાસ.
ભાગ્ય વિના સુખ કાંહાં થકી ? આગળ અદકો રે માસ ! ૯૯ ક
જેનો નાથ પરપુર વસે, તેની રાત ન જાય.
એકલડી મંદભાગણી પલ પલ તન અવટાય. ૧૦૦ ક
એક, દુઃખે દેહ દાઝે રે; બીજૂં, સુખ આવે હાસ.
ઊખાણો સાચો થયો ' કાલે અદકો રે માસ." ૧૦૧ ક
જોશી ! જલી તાહારૂં ટીપણૂં ! શાને વરત્યા તેર ?
મનમથ નાંખે મરડી ને જીવ્યાની શી પેર ? ૧૦૨ ક
વલવલતાં માસ વહી ગયો, ભાગ્યો મનનો રે ખેદ.
બ્રહ્માનંદ પ્રભુ મળ્યા નેતિ કહે જેને વેદ. ૧૦૩ ક

(છંદ)

રથ ચડી કૃષ્ણ પ્રીતે પધારે,
રાધિકા તનતણા તાપ ટાલે.
સામસો સ્નેહ શૂં બાંહ સાહાયે.
ભટ બ્રહ્માનંદ એમ માસ ગાયે. ૧૦૪ ક

---

## પરિશિષ્ટ ૨

### ફેરફાર અને વધારો

### શિવાનંદકૃત.

(છંદ)

........................................,

..........................................

(દેશી)

તેરમે માસ હરિ મલ્યા તે રમ્યે સુખ થાય.
હાસ્ય વિનોદ ક્રીડા કરે. આનંદ અંગ ન માય.
ઢોલિયા, તલાઇ, ઉસીસડાં ચંદ્રવા, ચિત્રામ,
રાતે રત્નમણિ ઝલહલે, સેજે શ્યામા ને શ્યામ.
હસી હસી ચુંબન દેતી રે કરતી નવનવી વાત.
'આજ લગી વીસારી હવે સંભારી ભલી, નાથ?'
શ્રીહરિ બોલ્યાઃ 'સુંદરી! તૂં છે પ્રાણઆધાર–'
કેહેતાં લપટાવી ઉરે કામિની કામણગાર.
રાધાજી ભણેઃ–'ભાવિયા તમે માહારે મન.
પુરુષોત્તમ પ્રભુ! સુખ બહુ ઉપજાવિયૂં તન.'
રાધા કૃષ્ણ સંગે રમે, રંગે ભોગ વિલાસ.
શીશે તેલ ધરાવતાં. મુખે બીડી બરાસ.
રંગે રજની વહી ગઈ; ઉદિયો પૂરવ ભાણ.
આશા પોહોતી મનતણી. હજો સહુનૂં કલ્યાણ?

(છંદ)

માસ આ તેર જે વદન ગાયે,
નિત્ય તે ગંગને નીર ન્હાયે.
ગોડી રાગે કહી ભક્તિ સાધી,
એક સો ચાર ચોપાઇ બાધી.

## પરિશિષ્ટ ૩

### ફેરફાર અને વધારો.

### સદાનંદકૃત

(છંદ)

રથ ચઢી કૃષ્ણ પ્રીતે પધારે,
રાધિકા તનતણા તાપ ટાલે.
સામલો સ્નેહ શૂં બાંહ સાહાયે.
ભટ સદાનંદ એમ માસ ગાયે.

(દેશી)

બારે માસ પૂરણ હવા, રાધાની પૂરી આશ,
આનંદ ઓચ્છવ અતિ ઘણા; ગાઈએ ભોગવિલાસ.
નિશા હવી તવ કામિની કેમે રહી ન શકાય,

---

૯૬ ख આ કડી ખૂટે છે. ૯૮ ख ચિત્રામ–સાથિયાનાં ચિત્ર. ૧૦૩ ઉગ્યો. ૧૦૪ ચોપાઈ–કડી, બાધી–બધી, સમગ્ર, એકંદર.

નાથ આલિંગન લેવાને કરે રાધા ઉપાય. ૯૮ ગ
પાન, લવંગ ને એલચી, કેસર કપૂર બરાસ,
ચૂરી સોપારીની સુંદરી લેઇ આવે રે પાસ. ૯૯ ગ
ગંગાજલ ભરી ઝારી રે, સોવ્રણકેરી રે થાલ.
ચતુરા ચાલી ચમકતી, જાંહાં બિરાજે ગોપાલ. ૧૦૦ ગ
બીડી આરોગાવી, આરતી કપૂરકેરી ઊતાર,
તન મન પ્રાણ સમર્પીને ચરણે લાગી રે નાર. ૧૦૧ ગ
અંગે મનમથ ઊપનો, શ્યામા કીધ સનાથ,
ભોગ વિવિધ પ્રકારના કીધા વૈકુંઠનાથ. ૧૦૨ ગ
પ્રાત હવો જાગી તદા રાધા નીસરી બાહાર.
અધર દંતડંખ દેખીને હસવા લાગી રે નાર. ૧૦૩ ગ

(છંદ)

કહે સદાનંદ જન કર્મ છૂટે,
સકલ સંસારના બંધ તૂટે,
કુંભીપાકાદિનો રેહે ન ત્રાસે,
હરિ હદે રાખતાં પાપ નાસે. ૧૦૪ ગ

## પરિશિષ્ટ ૪

### વધારો

### અપરપ્રેમાનંદકૃત

(છંદ)

રથ ચડી કૃષ્ણ પ્રીતે પધારે,
તરુણીના તનતણા તાપ ટાલે.
સામલો સ્નેહ શૂં બાંહ સાહાયે,
દાસ પ્રેમાનંદ ગુણ ગાયે. ૯૬ ઘ

(દેશી)

બારે માસ પૂરા થયા. આવ્યો અદકો માસ,
ચાર મલી તેવતેવડી જોવા ચાલી નાથ. ૯૭ ઘ
સોવ્રણ કંકાવટી કરે, ચાંદલો રે નિલાડ,
થાલ ભર્યો મુગતાફળે, ઝાંઝરનો ઝમકાર. ૯૮ ઘ
સહિયર સર્વ ટોળે મલી ચાલી વૃંદાવન,
જમુના તીર રળિયામણું, રાસ રમે ગોવિંદ. ૯૯ ઘ
થેઈ થેઈ થેઈ કરે વ્હાલી શૂં ઝકઝો
મસ્તક મુગટ સોહામણો, વેણ વજાડે ના. ૦

૧૦૧ ગ ઊતાર–ઊતારીને; પાઠ કલ્પિત છે. ૧૦૨ સન
ઓથવાળી.

થેઈ થેઇ કરે ગોપિકા, વ્હાલોજી રમે રાસ,
'એ આવ્યા એ આવસે' ઢાલ્યો ચંદન પાટ. ૧૦૧ ઘ
શ્રી ગોકુલ રલિયામણું વ્હાલાજીનો વાસ,
તે કૃષ્ણજીનો અધિક મહિ............................૧૦૨ ખ
............................પૂરે રાધાની આશ,
......................જોઠી કહે પ્રેમાનંદ દાસ. ૧૦૩ ખ

## પરિશિષ્ટ ૫

### કેટલાક અર્થરહિત મુદ્રિત પાઠ

(બૃ. કા. દો. ૮, બુ. પ્ર. જૂન ૩૦)

૧૧,૨ ગ્રીષમ ઘોષ સુણી સુણી, હઇડે પડીઆ છેદ. (બૃ, બુ)
૧૨,૨ તન તાપે તરુણી તણું, વસવાને શીતળ વાસ. (બૃ, બુ)
૧૩ નીર વહે રે ખળો ખળી, ઉડતા અબીલ બરાસ;
વહાલજી કેરે વિયોગે, વિંઝે સખી બે પાસ. (બૃ)
૧૪,૨ ડસકલે ધાત ટલી ગઇ કિહાં છઈ માહરો નાથ, (બુ)
૧૬,૪ ઉલટા હાર શૃંગાર નાંખે. (બૃ, બુ)
૨૦ કંચુકી ભીની કટાવની, આંસુડા કેરી ધાર;
કુચ શું કરે રે વધામણી, કામની કરે પોકાર. (બ)
૨૮,૨ તરુવર કરે કલ્લોલ. (બૃ)
૩૧,૧ એક અંધારી ઓરડી, અને અંધારી રાત. (બૃ)
૩૨,૩–૪ જળ ઝરે નૈણે અરુણ દીસે, શશી મુખી શેષ તે એક અંશે. (બૃ)
જલ ઝરઈ નઈઅણાં અધર ડસેં સુખમુખી શેષને એક અંશે. (બુ)
૩૪,૧ ગોર પૂજે સાહેલડી, એલડી યમુના તીર; (બૃ બુ)
૫૩,૪ ઉર થકી કંચુકી હાર તૂટે. (બૃ)
સોવતાં કંચુકી બંધ તૂટછે. (બુ)
૫૭,૨ હિસે રાધાનું મન. (બૃ બુ)
૬૪,૩ પૂર્વ પ્રગટયો અનુરાગે, (બુ)
પૂરવ પ્રગટ થઈ પ્રગટ રાગે. (બુ)
૬૬,૧ ફૂલ્યો ગુલાબ રંગ રાતો રે, વાહલો વળીને જાય; (બુ)
ફૂલ્યો ગુલાલ રંગલો રંગાલો વેલી ને જાઇ. (બુ)
૬૯,૧ આસરો દિન સંભારી વિઠ્ઠલ કાં કરઇ વાર (બુ)
૭૧,૧ મનમાં ગૂંચણુ ઉપની (બૃ)
૮૦,૧ જાણું જંજીરના બંધ ત્રુટયા, (બૃ)
જોર જંજીરના બંધ ત્રૂટા. (બુ)

| | | |
|---|---|---|
| ૮૬,૧ | સેજડીએ રહી શામલો સાંભળ્યો ભોગવિલાસ; | (બૃ) |
| | સેજડીઈ સહી સાંમટા સંગમ ભોગવિલાસ. | (બૃ) |
| ૮૭,૨ | ગ્રેહેતી પોતાની બાંય. | (બૃ) |
| ૯૩,૨ | મૃગમદશું રસું સુંદરી, મોગરો ચાંપાનો હાર. | (બૃ) |
| | મૃગમદ શોભા સજ કરિ ચોસર ચંપકહાર. | (બુ) |
| ૧૦૧ क, ૧ | એક દુઃખે દેહ દાઝે રે, આવીને પડીયો ત્રાસ; | (બૃ) |
| ૧૦૧ क,૨ | પ્રેમાનંદ પ્રભુ મળવાને, એહ રચ્યો રે વિવેક. | (બૃ) |
| ૯૮ ख,૧ | ઢોલ તળાઈ ઉસીસડાં, ચંદરવા ચિતરાય; | (બૃ) |
| ૧૦૦ ख,૨. | એમ કહી ઉર લપેટિયાં, કામની કામ લગાર. | (બૃ) |
| ૧૦૧ ख | રાધિકા ભલે આવીઆં, ભાવ્યાં માહરે મંન; | |
| | પુરુષોત્તમ સુખ બેહુને, ઉપજાવ્યું છે તન. | (બૃ) |
| ૧૦૨ ख,૧ | રાધા કૃષ્ણ રંગે રમે, સંગમ ભોગવિલાસ; | (બૃ) |
| ૧૦૪ ख,૩-૪ | કહ્યું પ્રહ્લાનંદે રાગ વસંત સિદ્ધિ;એકસો ચાર તું કીધી. | (બૃ) |

## પરિશિષ્ટ ૬

કેટલાક પ્રાસરહિત મુદ્રિત પાઠ

( બૃ કા. દો. ૮, બુ પ્ર. જૂન ૩૦ )

| | | |
|---|---|---|
| ૪ ધેન–કર્ણ (બૃ) | ૫૬ મૂકે–ત્રૂટે (બૃ) | ૭૫ ભાતિ–તાપ (બુ) |
| ધેન–કુણ (બુ) | મૂંકઇ–ત્રૂટઇ (બુ) | ૭૬ સુહાય–સુહાય (બુ) |
| ૧૪ સંતાપ–નાથ (બૃ બુ) | ૬૧ લેશ–લેશ (બુ) | ૮૩ રાત–પરિતાપ (બૃ બુ) |
| ૧૫ થાય–થાય (બૃ) | ૬૨ મન–અંત (બૃ) | ૯૩ આંખ્ય–છાંય ( બૃ બુ) |
| ૩૦ ડાલ–માંય (બૃ) | ૬૩ ઉદ્યોત–મોર (બુ) | ૯૧ પખાજ–રાગ ( બૃ બુ) |
| ૪૧ પાલ–કાજ (બૃ) | ૬૮ સાથ–વિલાસ (બૃ બુ) | ૧૦૩क ખેદ–વિવેક (બૃ) |

૯૮ख ચિતરાય–શામ (બૃ)

## પરિશિષ્ટ ૭

હાથપ્રતોના પાઠભેદના કેટલાક નમૂના

કડી ૪

૧ મોહન મુરલી મોહન વિના કરણ સુહાવે કુંણ ?
૩ મોહન મોરલી મોહન વિના કરણ સુંણાવે કોણ ?
૪ મોહન મોરલી મોહન વિના કોણ સુણાવે રે વેણ ?
૫ મોહન મુરલી મોહ વિના કરણ સૂંણાવે રે કોણ ?
૬ મોહન મોરલી મોહન વિના કર્ણ સુણાવે કોણ ?
૮ મોહન મોરલી મોહન વિના કોણ સંભળાવે કર્ણ ?
૯ મોહન મોરલી તૂં વિના કોણ સુણાવે કર્ણ ?
૧૦ મોહન પાખે મોરલી કોણ સુણાવે વેણ ?
૧૧ મધુરી [illegible]રલી મોહન વિના કુણ સુણાવે રે કરણ ?
૧૩ મો[illegible] વિના કોણ સણાવે કર્ણ

કડી ૧૫

૧ જલ વિનાની કંઇ માછલી દૂધ દોહ નવિ જાય
૪ જલ રે વિનાની માછલી દૂધ દોહેલડી રે જાય
૫ જલ વિના જિમ રે માછલી દૂધે દોહિલી રે થાય
૬ જલ રે વિનાની રે માછલી દિન દોહેલૂં ન જાય
૮ જલ વિના જમ માછલી દૂધે દોહલી થાય
૯ જલ વિનાની રે માછલી દૂધે દોહલડી રે થાય
૧૦ જલ રે વિના જમ માછલી દોહેલે દાઢા રે જાય
૧૧ ઓછા તે જલની માછલી દુધ પુઃકી કેમ જાય
૧૨ જલ રે વિનાની માછલી દિવસે દોહેલા જાય
૧૩ જલ વિનાની રે માછલી દૂધે પોખી કમ જાય

કડી ૧૮

૧ સૂકી ગયું તન હેલી રે બેલી ઉતરતી બાંહિ.
અધર તંબોલ ન લોહતી રે જોતી અંગૂંઠી રે માંહિ.

૩ સુકી ગઉ તન હેલી રે બેલી ઉતરતી રે બાંહે,
અધર તંબોલને લોહોતી રે જોતી અંગુઠી માંહે.

૪ સૂકી ગયું તન હેલી રે બેલી ઊતરતી બે બાંહે.
અધર તંબોલે લોહોતી રે જોતી અંગુઠી માંહે,

૫ મૂકી ગયો તે હેલી રે બેલી ઉતરતી બાંહિ.
અધર તંબોલ તે લૂતી રે જોતી અંગૂઠી માંહિ,

૬ સૂકી ગયૂં તન હેલી રે બેલિ ઉતરતિ બાંહે.
અધર તંબોલે લોહોતી જોતી અંગૂઠી માંહે.

૮ સૂકી ગયું તન હેલી રે બેલી ઊતરતી બે બાંહે.
અધર તંબોલરસ લૂતી રે જોતી અંગુઠી માંહે.

૯ સુકી ગયૂં તન હેલી રે બેલી વલગી બાંય,
અધર તંબોલરસ લોહાતી જોતી અંગુઠી માંય.

૧૦ સુકી ગઊ તંન હેલી રે બેલી ઉતરતી બાંહે,
અધર તંબોલને લોહોતી રે જોતી અંગુઠી માંહે.

૧૧ સૂકી ગઉ તન હેલી રે, બેલી ઊતરતી બાંહ,
એ છબીરી અમરતરસ લોહતં રે જોતી અંગુઠી માંહ.

૧૨ સૂકી ગયું તન હેલી રે બેલી ઉતરતી બાંહ.
અધર તંબોલે લોહોતી રે જોતી અંગુઠી માંહ.

૧૩ સૂકિ ગયું તન હેલિ રે બેલી ઉતરતી બે બાંહ,
અધર તંબોલ ન લોતી રે જોતી અંગુઠી માએ.

કડી ૨૪

૧ ઘડી એક પલક સે પલક લાગી ૮ ઘડી એક ઘડી શું પલક લાગી.
૩ ,, ,, ,, સું ,, ,, ૯, ૧૦ ,, ,, પલક ,, ,, ,,
૪ ,, ., પલકની ,, ,, ૧૧ ,, સુ ,, સુ ,, ,,
૫ ઘડી ઘડી પલક સ્યૂં. ,, ,, ૧૨ ,, એક ,, સું ,, ,,
૬ ઘડી એકમાં પલકમાં ,, ,, ૧૩ ,, ,, ઘડી શું ,, ,,

કડી ૩૩

૧,૨ ઘડી વરસાં સો થાય, ૯,૧૦ ઘડી વરસાં સો થાય,
૪ ,, ,, ', ,, ૧૧ પલ પલ તન અવટાય.
૬,૭ ઘડી એ વરસાં સો થાય, ૧૨ ઘડી એ વરસાં થાય,
૮ ,, એક વરસની થાય ૧૩ ઘડી વરસાં સો થાય.

| કડી ૪૦ | | કડી ૪૩ | | કડી ૫૦ | | કડી ૫૦ | |
|---|---|---|---|---|---|---|---|
| ૧, ૯ | ધસમસે | ૧, ૬ | માસ ભુજંગ | ૧,૪ | દીપ દીવાલડી | ૧ | પુનિમ ચંદ |
| ૨, ૪ | રસમસે | ૯,૧૦ | ,, ,, | ૬ | ,, દીવાલડિ | ૨, ૬ | પુન્યમ ,, |
| ૧૦,૧૨,૧૩ | ,, | ૩ | ,, ભોજંગ | ૭,૧૦ | ,, દીવાલડી | ૩,૪,૧૨ | પૂનેમ ,, |
| ૬,૭ | કસમસે | | ,, | ૧૧ | દીપક ,, | | |
| | | ૪,૭,૮ | ,, ભોયંગ | ૧૨,૧૩ | દીપ ,, | ૭,૧૧,૧૩ | પૂનમ ,, |
| ૧૧ | રસકસ્ | ૧૧,૧૨ | ,, ,, | | | | |

કડી ૬૮

૧ ઇહાં રે અમો સહી જિમતાં રમતાં મોહન સાથ,
રાસ રમંતાં રાતડી કરવા હાસવિલાસ.
૨ અહીં અહોં સહીયર રમતાં રે જમતાં મોહન સાથ.

( ઉત્તરાર્ધ ત્રુટિત )

૩,૪ આંહાં અમે સહીઅર રમતાં રે જમતાં મોહન સાથ,
રાસ રમંતાં રે રાતડી કરતાં હાસવિલાસ.
૬ આંહાં અહ્મો સહીઅર રમતાં રે જમતાં મોહોન સાથ,
રાસ રમ્યાં તાં રે રાતડિ કરતાં રે હાસવિલાસ.
૭ાં આંહાં અમો સહીઅર રમતાં રે જમતાં મોહન સાથ.
રાસ રંમતાં રંગે રાતડી કરતાં હાસવિલાસ,
૮ સહિઅર આંહાં અમે રે રમતાં જમતાં મોહન સાથ

( ઉતરાર્ધ ત્રુટિત )

૯ આંહાં સહિ[illegible] મે જમતાં મોહન સાથ
શરદ નીસ [illegible]રૂલ કહે એક વાત

૧૦ આંહાં અમે સહીયર રમતાં રે જમતાં મોહન સાથ
રાસ રમંતાં રાતડી કરતાં હાસવિલાસ
૧૧ તહ આંમે સૈંહીઅર રમતાં રે જમતાં મોહનજીની સાથ
રાસ રંમતાં રાતડી કરતાં હાસવિલાસ
૧૨ આંહાં અમે સહિયર રમતાં રે જમતાં મોહનજીની સાથ
રાસ રમંતાં રે રાતડી કરતાં લીલાવિલાસ
૧૩ સહીઅર આહ અમે રમતાંરે જમતાં મોહનની સાથ
રાસ રમતાં રે રાતડી કરતાં હાસવિલાસ

કડી ૭૩

૧ પોસ હેમંત હકારે વકારે સીતલ સૈન્ય
હાલ્યો હીમાચલ મારવા બાલવા વિરહણી દૈન્ય
૨ પોસ હનુમંત હોકારે વિકારે સીતાનુ સેંન
વાડી મહેલા કમારી રે વાલ્યમ વ્રેહોણી ધન
૩ પોસે હેમત હંકરો રે વકારેં સીતનાં શેન
હાલો હેમાચલ મારવા બાલવા વીરોહણી દેહ
૪ પોસે હેમ હકારે વકારે રે સીતને સેન
હાલો હીમાલો રે મારવા બાલવા વ્રેહેણી દેહ
૫ પોસે હેમત હરખી આવે છે શીત પવન
હાલ્યો હેમાચલ હાલવા બાલવા તરુણીના તન
૬ પોસે હેમ વકારે વકારો શીતલા મેન
હાલા હિમાચલ મારવા બાલવા વિરહણી વ્રેહ,
૭ પોસે હેમત હકારે વાહે શ્રીતલના સેન
હાલો હીમાચલ મારવા બાલવા વ્રેહણીનાં વેણ
૮ પોસે હડમંતે હકાર્યૂં વકાર્યૂં શીતનૂં શેન
હાલ્યો હેમાચલ મારવા બાલવા વિરહિણી તન
૯ પોસ માસે રે હિમે કર્યો સીતલા કેવો સ્નેહ
હાલ્યો હિમાચલ મારવા બાલવા વિરહણી દેહ
૧૦ પોસે હેમંત હકારો વીકારો સીંતલનાં સેન
હાલો હેમાચલ બાલવા મારવા વીરહોણી વેલ
૧૧ પોસે હીમત હાલકાકાંરે વાહે છે સીતલ વેણ
આંવો હીમાચલ ગંલવા વાલવા વ્રહણી તન
૧૨ પોસે હિત હકાર્યો રે વકાર્યો શિત ને શયેન
હાલ્યો હેમાચલ મારવા બાલવા વિરોહણી તંન
૧૩ પોંસે હીમંત હકારે પોકારે સીતનાં સેન
હાલ્યો હીમાચલ મારવા બાલવા વિરોહણી દેહ

કડી ૭૭

૧ મનના મનોરથ મનિ સમ્યા માંણસ મૂરખ હાથ
૨ ,, ,, મન રહ્યા માંણક મૂરખ ,,
૩ ,, ,, ,, શમા માંણેક મૂરખ ,,
૪ ,, ,, ,, માંહાં માણેક મુરખને ,,
૫ ,, ,, મનિ રહ્યા માણિક મુરિખનેં ,,
૬ મને માંહાં માંણિક મુરખ હાથ્ય
૭ મંનના મનોરથ મંન સમા માંણક મુરખને હાથ
૯ હૈડા શૂં હૈડૂં હેલું રે જાણ્યૂં ભીડીશ બાથ
૧૦ મંનના મનોરથ મંન શમા માંણક મુરખ હાથ
૧૧ માંનના મંનોરથ મન સમા માણક ,, ,,
૧૨ મંનના મનોરથ એમ રહ્યા માંણિક મુરખને ,,
૧૩ મનના ,, મન શમ્યા માંણક મુરખને ,,

| કડી ૮૦ | કડી ૮૨ |
|---|---|
| ૧–૪ જોર જંજીરના | ૧–૨ હીસે હઇડાનૂં હેત |
| ૫ જો ,, | ૪ ,, ,, ,, |
| ૬ જોર જંજીરના | ૬–૭ હીસે હઈડાનૂં હેત |
| ૭ જરે ,, | ૮ ,, ,, હેજ |
| ૮–૧૦ જોર ,, | ૯ ,, ,, હેત |
| ૧૧ જેર જંજીરના | ૧૦ ,, હઇડા કેરૂં ,, |
| ૧૨–૧૩ જોર જંજીરના | ૧૧–૧૩ ,, હઈડાનૂં ,, |

કડી ૮૩

૧ આ તન નયણે ન મિલતા સમણે સમો પરિતાપ
૨ ,, ,, નયણાં શમતા સોણે સમ્યો પરીતાપ
૩ અંનો અંન સહીઅર શાં મટો શમણે શમો ,,
૪ અર્ધ નયણાં નિશા મલતાં રે સપને સામો સંતાપ
૬ અંજન નયણે સીતલ થયું અધિક થયો પરતાપ
૭ આજ નઆણે નીશ્રી આલતાં સમણે સમો પરિતાપ
૮ આતમ નહીઅણે નીમતાં સમરણ સમે રે પ્રભાત
૯ આંજણ નયણ શીતલ ઘણૂં થયો સૈયર પરિતાપ
૧૦ નયણ નીશાએ મલતાંરે શમણે શમો પરીતાપ
૧૧ સેન હઇડાં કેરું હરું રડી રડી જોઉં વાટ*
૧૨ અરધ નયેણ નિશી મલતાં રે સોહેલે શંમે પરિતાપ
૧૩ આણી કારે ાં રે. શમણે શમ્યો પરતાપ

* આ પંક્તિનું પૂર્વાર્ધ આવશે લાવું ચદણપાન

કડી ૯૫

૧ હોલી રમે રે સાહેલડી વાગે આગઇ પખાજ
તાલી દઈ સવિ તારૂણી ગાઇ નિત નવા રાગ
૨ હોલી રમે રે સાહેલડી વાજે ઝાંઝ પખાજ
આપણ બિહુ એ રે તારુણી ગાશું નવનવા રાગ
૩ હોલી રમે રે સાહેલડી વાગે ઝાંઝ પખાજ
તાલી દીએ શહુ શાંમટી ગાએ નિત નવા રાગ
૪ હોલી રમે રે સાહેલડી વાજે ઝાંઝ પખાજ
તાલી દિએ સહુ તારૂણી ગાયે નીત નવા નાદ
૫ હોલી રે ભોલી સાહેલડી વાજેં છે જાજ પખાજ
તાલી દે સરવ ર તારુણી ગાયેં છે. નવ નવા નાદ
૬ હોલી રમે સર્વ હેલી રે વાજે જાંજ પખાજ
તાલી દે સર્વ તારૂણી ગાએ નિત્ય નિત્ય વાદ
૭ હોલી રમે સાહેલડી વાજે ઝાંઝ પખાજ
તાલી દે સહુ તાંરૂણી ગાએ નત નવા નાદ
૮ હોલી રમે સાહેલડી વાજે ઝાંઝ પખાજ
આંહાં આપણ બે તારુણી ગાસૂં નિત્ય નવા રાગ
૯ હોલી રમે સાહેલડી વાજ ઝાંઝ પખાજ
તાલી દેતી સઉ તારુણી ગાય નઉતમ રાગ
૧૦ હોલી રમે રે શાહેલડી વાગે ઝાંઝ પખાજ
તાલી દે શરવ તારૂણી ગાએ નીત નવા નાદ
૧૧ હોલી આવી સાહેલડી વાગે છે ઝાંઝ પખાજ
તાલી દે છે તારુણી ગાએ છે નીત નંવા રંગ
૧૨ હોલી રમે રે સાહેલડી વાજે ઝાંઝ પખાજ
તાલિ દિયે રે શહુ તારુણી ગાએ નિત નવા નાદ
૧૩ હોલી રમે રે સાહેલડી વાજે તાલ પખાજ
તાલી પાડે સર્વ તારૂણી ગાય નવનવા રાગ

# પરિશિષ્ટ ૮

## હાથપ્રતાની નોંધ.

| અંક | હાથપ્રતનો માલિક | ઊતારાની સાલ | પદબંધની સંજ્ઞા | કડી | મુદ્રા | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|---|
| ૧ | જૈન ભંડાર, વડનગર | સં. ૧૭૫૮—૬૦ | [ અ મૂળ ] દ્વાદશ માસ | ૯૬ | ૯૬—ભૃગુ, ભમાનંદન. | ૯૬—'ભટ પ્રેમાનંદ' જોઈએ. વડનગરમાં જૈન સાધુએ જૈન કાવ્યો ભેગું વચમાં આ 'કાવ્ય ઊતાર્યું' છે. ચોપડાના ઊતારાની સાલ અહીં નોંધી છે. એ સન ૧૯૩૦ ના જૂનના બુદ્ધિપ્રકાશમાં છપાયું છે. |
| ૨ | ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી, અમદાવાદ; ગ્રંથાંક ૬૯૦ | સં. ૧૭૬૬, ભાદ્રવા સુ. ૩, ગુરુવાર | | ૪૬—૯૬ | ૯૬—સકલ બ્રહ્માંડમાં | ૯૬—' ભટ પ્રેમાનંદ ' જોઈએ. તે બદલ ' સકલ બ્રહ્માંડમાં ' ગોઠવાયું છે, જેમાં ગાનારના શુકલ બ્રહ્માનંદ નામનો ભાસ થાય છે; જુઓ અંક ૧૩ ની નોંધ. પ્રત ખંડિત છે; પહેલી પિસ્તાળીસ કડી ખૂટે છે. |
| ૩ | રા. રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર, વડોદરા. | સં. ૧૭૮૧, માગશર વ. ૧૪, ગુરુવાર. | બાર માસ | ૯૬ | ૯૬—ભગત શિવઆનંદ ( અશુદ્ધ છે.શુદ્ધ શિવાનંદ ) | ૯૬—'ભટ પ્રેમાનંદ' જોઈએ.કર્તાના નામ બદલ ગાનારનું નામ પેઠું છે. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪ | સેંટ્રલ લાઇબ્રેરી, વડોદરા, ગ્રંથાંક. ૭૫૫૦ | સં. ૧૮૮૧–. .. | ાસ બાર | ૯૬ | ૯૬ ભગત પ્રેમાનંદ | ૯૬–' ભટ પ્રેમાનંદ ' જોઇએ. સાલ ચોપડાના ઊતારાની છે. પ્રત ઝાડેશ્વર (ભરૂચ)માં ઊતારી જણાય છે. |
| ૫ | મોદીનો જૈન ભંડાર, પાટણ. | સં. ૧૭૮૩, પોસ સુ: ૧૩. | દ્વાદશ માસ | ૯૬ | ૯૬–ભગત બ્રહ્માનંદ ( ભગત શબ્દ શક પડતો ) | ૯૬–' ભટ પ્રેમાનંદ ' જોઇએ; કર્તાના નામ બદલ ગાનારનું નામ. પ્રત શીરોહીમાં જૈન સાધુએ ઊતારી છે. |
| ૬ | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ, ગ્રંથાંક ૨૫૨. | સં. ૧૮૪૪, આસો વ. ૪, શનિવાર. | દ્વાદશ માસ | ૯૬ | ૯૬–ભક્ત ભ્રાનંદ (અશુદ્ધ. શુદ્ધ બ્રહ્માનંદ, ભક્ત શબ્દ શક પડતો ઊમેરો) | ૯૬–' ભટ પ્રેમાનંદ ' જોઇએ. કર્તાના નામ બદલ ગાનારનું નામ પેઠું છે. |
| ૭ | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ, ગ્રંથાંક ૨૪૮. | સં. ૧૯૦૫, ભાદરવા સુ. ૧૫, બુધવાર. | સુરતિ મહીના | ૯૬ | ૯૬–ભ્રમ ભગતે પ્રેમાનંદ. | ૯૬–' ભટ પ્રેમાનંદ ' જોઇએ. ભૂલથી ભ્રમાનંદ લખવા જતાં ભ્રમ લખી છેકવું ચૂકી જઇ ભગત પ્રેમાનંદ બોલ ઊતાર્યા છે. |
| | | | [ આ. મૂળ | અને | વધારો ] | |
| ૮ | સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ. | સં. ૧૭૬૦, ફાગણ વ. ૧૦, રવિવાર. | | ૧૦૩ | ૯૬–દાસ પ્રેમાનંદ<br>૧૦૩-દાસ પ્રેમાનંદ. | ૯૬–'ભટ પ્રેમાનંદ' જોઇએ. દાસ પ્રેમાનંદ ભટ પ્રેમાનંદથી કોઈ જુદી જ વ્યક્તિ જણાય છે. પ્રત સુમરીમાં લખાઇ છે. |
| ૯ | સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ. | સં. ૧૭૬૮, માગશર સુ. ૪, રવિવાર | સુરતિમાસ | ૧૧૨ | ૯૬–ભક્ત બ્રહ્માનંદ<br>૧૦૪–બ્રહ્માનંદ<br>૧૧૧–પ્રેમાનંદ પ્રભુ<br>૧૧૨–ભટ્ટ પ્રેમાનંદ | ૯૬–પ્રેમાનંદ બદલ બ્રહ્માનંદ<br>૧૦૪–શિવાનંદ બદલ બ્રહ્માનંદ<br>૧૧૧–બ્રહ્માનંદ બદલ પ્રેમાનંદ<br>૧૧૨–ભટ પ્રેમાનંદ જોઇએ. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૦ | રા. રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર, વડોદરા. | સં. ૧૮૦૮. જેઠ વ. ૧૨ રવિવાર. | માસ સુરતી | ૧૦૫ | ૧૦૪ ભક્ત બ્રહ્માનંદ | ૧–૯૫ પ્રેમાનંદની કૃતિ. ૯૬–૧૦૪ બ્રહ્માનંદની કૃતિ. ૧૦૫ શિવાનંદની કૃતિ ગાનારે કર્તાના નામ બદલ 'રાગ ગોડી' પદ ગોઠવેલ છે. પ્રત ચાંપાનેરમાં ઊતારી છે. |
| ૧૧ | ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ, ગ્રંથાંક ૨૪૩ વ. | સં. ૧૮૩૮, ભાદરવા સુ. ૬ | માસ સુરતી | ૧૦૪ | ૯૬–સદાનંદ ૧૦૪–સદાનંદ | ૯૬ પ્રેમાનંદ બદલ સદાનંદ તેરમા અષ્ટકમાં સદાનંદ અધિક માસના આરંભે રાધાકૃષ્ણનો મેળાપ કરાવે છે. |
| ૧૨ | ફાર્બસ સભા, મુંબઈ, ગ્રંથાંક ૧૧૩ છ. | સં. ૧૮૭૬, આસો વ. ૧૨ રવિવાર. | માસ બાર | ૧૦૪ | ૯૬–ભક્ત પ્રેમાનંદ ૧૦૩-બ્રહ્માનંદ પ્રભુ | ૯૬– ભટ પ્રેમાનંદ જોઇએ. તેરમા માસમાં બ્રહ્માનંદ અધિક માસને અંતે રાધાકૃષ્ણનો મેળાપ કરાવે છે. સાલ ગોપડાના ઊતારની છે. |
| ૧૩ | ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ, ગ્રંથાંક ૭૦૬ | | સુરતિ મહિના | ૧૧૨ | ૯૬–ભક્ત બ્રમાંડમાં ૧૧૧–બ્રહ્માનંદ પ્રભુ | ૯૬–ભટ પ્રેમાનંદ જોઇએ. ૯૬–૧૦૪ સદાનંદની કૃતિ ૧૦૩–૧૧૧ બ્રહ્માનંદની કૃતિ ૧૧૨–શિવાનંદની કૃતિ કર્તાના નામ બદલ ગાનારે 'રાગ વસંત' ગોઠવેલ છે. ઊતારનારે ગાનારને અને વાંચનારને આશીર્વાદ દીધો છે. |

40,040